શ્રી

# સંવત ૧૯૫૬ ની સાલના ભયંકર કાળનું અસરકારક વર્ણન.

—o:×:o—

પ્રગટ કર્તા.

**કાનજી ત્રીકમજી શાહ.**

૭૬ દોહા.

છપ્પન કેરી સાલમાં ફેલી જબરી ફાળ
દિલથી દુઃખડાં દાખવું, તે વાંચો તતકાળ.


આવૃત્તી. પહેલી.   પ્રત એક ૧૦૦૦

—o—

અમદાવાદ

સિવિલ હસ્પીતાલ સામે પાનાભાઈની
વાડીમાં વિશ્વેશ્વર પ્રેસમાં ઈશ્વરદાસ
જેકરણદાસે છાપ્યું.

સંવત ૧૯૫૫   સને ૧૮૯૯

કીંમત એક પૈસા.

શ્રી જગદિશ્વરાય નમઃ

# સંવત ૧૯૫૬ ની સાલના ભયંકર કાળનું

# અસરકારક વર્ણન.

## મંગળાચરણ.

### છંદ, દોહો.

વીણા પુસ્તક ધારણી, હંસ વાહની માત;
કલ્યાણી કવિ જન તણા, ખલકે કીજે ખ્યાત.

વારી જાઉં વારી જાઉં વાલા આવડું કયાં ભણ્યુ આવ્યારે. તર્જ

પ્રથમ કરજોડી વંદું છું, ગવરી પુત્ર ગણેશરે;
મયા કરી મમ ગ્રંથ વિશેથી, વિઘ્ન હરો પરમેશરે. ૧
સ્તવન સારૂં નાવડે તારૂં, કાલું બોબડું બોલુંરે;
અંતરમાં ઉભરો આવ્યાથી, વાત તરતિમે તોલુંરે. ૨
સંવત ઓગણિશ છપન કેરી, સાલ મહા વિકાળરે;
જીવ્યા તેણે નિરખી નેણે, વપૂ થયા બેહાલરે. ૩
છપનના પાટા ઝપાટા, અંતર આવી અડિયારે;
પ્રજા જનોને માથે મોટા, ભયના ભારા ભડિયારે. ૪
મેઘ વૃષ્ટિ વિણુ ભ્રષ્ટ વસુધા, થઇ ગઇ જોતા જોતારે;
દયામણા દિન જનો દિસે છે, શિશુઓ રઝળે રોતારે. ૫

સુરભી સત્વ વિનાની દરસે, ચરવા ન મળે ત્રણુરે;
પીવાવારી મળે ન પુરૂં, સહિયેં કોના શરણુરે. ૬
હાહાકાર હવો ચો દિશમાં, વાયુ વધારો વાયરે;
પાપ વધ્યા પૃથ્વીનાં દીસે, સહી તેથી શિક્ષયરે. ૭
સવિતા તેજ તપે ત્રમણું, ન ધરણી પાય ધરાયરે;
ગ્રહ તુટી પડતા ગગનેથી, ઉલ્કપાત અતિ થાયરે. ૮
અધિક ચોમાસે દિસે ઉનાળો, નાથ તણી ગતિ ન્યારીરે;
પળમાં જળ હામેં સ્થળ કરતા, વાલાપર જાઉં વારીરે. ૯
નાણું હેતા મળે ન દાણા, ભુખ્યા દાશે જાશેરે;
મોટાઓ તો મોજું કરશે, (પણ) ગરીબ ખત્તા ખાશેરે. ૧૦
શેહેરે શેહરેં કેર વર્તે છે, દેશ કયે ડગ ભરીએરે;
સો વસા સહ કુટુંબમાં રહિ, ભલે ભુખથી મરિયેરે. ૧૧
ભુખ મરાથી ભાન ભુલી જન, કર્મ કરે છે નીચરે;
ચોરિ કરી ચાવડિયેં ચડીને, અટકી રહે અધ વિચરે. ૧૨
કાળ પડ્યો અવનીપર આવી, અગણિત જિવ અકળાયરે;
કઈક કુટંબો જોત જોતામાં, ભીખ લેવા ભટકાયરે. ૧૩
બે આનાની મળે મજૂરી, તેથી ધીરજ ધરિયેરે;
એક ટંક સહૂ ખાઉં, જમિ પ્રભૂ પ્રાર્થના કરિયેરે. ૧૪
નિરધન દેશે, મેઘ દિવાળું, કાઢી બેઠો ભાઈરે;
ગરીબજી આ હિંદ પ્રજાની, ફુલી સર્વ કમાઈરે. ૧૫
કરિએ કયાં જઈને ફરિયાદી, ગાજે મેઘને ડંડરે,
પ્રભૂ ન્યાયાધિશ પાસેં જઈને, કરિયેં અરજિ પ્રચંડરે. ૧૬

બેરિસ્ટરો બે પાસેં રાખી, આ કેસ જિંતવો કોડેરે;
ન પાછું વાળી જોવું ખરચમાં પુન્ય મુકી ઘો હોડેરે. ૧૭
શાહુકાર જાણીને અમોયે, બી ધન બોયું ધરણીરે;
વરશ્યો નહિં વરસાદજ તેથી, જશ ન થઇ છે તરણીરે. ૧૮
માટેં કરો ફરિયાદ મળી સહુ, જાપ જપો જગદીશરે;
ખરી અરજ હરશે જો ખાંતેં, રહેશે મેઘપર રીસરે. ૧૯
જો જૂંણું જણાય જોતાં, બુરા આપણા હાલરે;
આ કરતાં વીશેશ વરતશે, છપ્પન કેરો કાળરે. ૨૦
સર્વે મળી વીચાર કરીને, કરો ખંતથી ખરડોરે;
આ કેસ સારૂ જોશે કડિઆ, ખમશે કોનો બરડોરે. ૨૧
એક એક મહાજન આવીને, ભલી ભેટ તો દીજેરે;
પાપ પલકમાં કરે પલાયન, રામ રદયમાં રીજેરે. ૨૨
વિપ્રો કે યાચન લેનારા, ક્યાંથી દમ્મ ધરિયેરે;
કહેતા હોતો સવાલક્ષ, ગાયત્રી જાપજ કરિયેરે. ૨૩
વણિક કહે વહેપારે અમને, જડે ન કાંઇ લાભરે;
કોતો સમ સાચા ખાઉં નીચેં, ધરતી ઉંચો આભરે. ૨૪
ક્ષત્રી કે સંગ્રામ મળે નહિં, તેથી નિરધન રહિયેરે;
રાજ્ય જવાથી થયા રખડતા, ક્યાંથી દોકડો દઇયેરે. ૨૫
બીજા શુદ્રો અનેક ઉચરે, અમથી કશું નવ થાયરે;
કહોતો મેનત કરિને મરિયેં, કુડુ નવ કહેવાયરે. ૨૬
કણબિ કહે અમે કણ બોનારા, એથિ અધિક નવ લઇયેરે;

ખેડ કરી ખેતરમાં રૂડાં, દાણા ઉગાડી દઇયેરે. ૨૭
દરજીને દબડાવે સૌકો, મળે ન ઝાઝું માનરે;
ગજ કાતરને સોઇ દોરામાં, નિસદિન રહે છું ધ્યાનરે. ૨૮
વિશ્વકર્મા વડિલ પિતામઃ, કાષ્ટ ઘાટ ઘડનારરે;
કરવત ફરશી રંધો વાંસલો, ઉત્તમ એ અંગારરે. ૨૯
પ્રજાપતી કહેવાઉં પણ, ન મળે પાઇ એક પૂરીરે.
તબક તાવડી માટ વેચું તોય, આશા રહે અધુરીરે. ૩૦
ભગલોભાઇ તવ વધા મુખેથી, કપાવે ન કોઇ કેશરે:
ઘરાગ મુઓ મળતો નથિ મુજને, તજવો પડશે દેશરે. ૩૧
તંબોળી કહે વખત બુરો છે, કયાંથી પૈસા આણુંરે;
ચુનો સોપારી કાથો સુંદર બિડાં બનાવી જાણુંરે. ૩૨
શોનીને સરદારો સરવે, જુઠા કરે બદનામરે;
હેમ તોલાના ઘાટ વિશેથી, વાલ એકનું કામરે. ૩૩
કડિઓ કે મુજ પાસે ભાઇયો, મળે નહી કહિ ભીતરે;
ચુનો ચોપડી જાણું ચીતે, ચણી હું જાણું ભીતરે. ૩૪
ચીતારો કે સુંદર ચિત્રે, ચિત દઈ ચિત્રી જાણુંરે;
પણ મુજ પાસે નાણાનું ભાઇ, મળે નહી ઠેકાણુંરે. ૩૫
માળી કે હું ઉપવનમાંથી, પુષ્પો ચુંટી લાવુંરે;
કલગી બજરો પંખો પાટી, વાલો હાર બનાવુંરે. ૩૬
યત્નોથી ઉત્તર એ માગ્યો, તમો કેસમાં દેશોરે;
ખરો ખુલાસો હોય કરવાનો તો ઝટ આવી કેશોરે. ૩૭
ભવૈયે બાંધ્યું ભલિ ભાતે, બોપજી હેંડયો આવુંરે;
ભુંગળ બે પુંડી ભરડી જાણું, બેંશો પસવી લાવુંરે. ૩૮

ગવૈયો બોલ્યો ગરજીને, ગાવાનું અમકામરે;
ખુદા સલામત રખ્ખે સબીકોં, બંદા ખાકિ ગુલામરે. ૩૯
પવૈયે પૂરં પ્રકાશ્યું, પોત પોતાનું પળમાંરે;
તાળિ વગાડી ટપ દઇ નાચ્યો, ખુશી માની બળમાંરે. ૪૦
મિયાંભાઇ મગરૂર થઇને, મુછપર તા ખુબ દેતારે;
બરતન સાડી બાડી બેચી, બીક ગયે સબ ખેતારે. ૪૧
મુલ્લાંજી તવ મુખથી બોલા, મનિયારં હું વેચુંરે;
સાબુ કંકોરીની ગારી હું, દારી દારી ખેંચુંરે. ૪૨
ખોજો ખોંખારો કરિને બોલ્યો, સુણજો સરવે બાપુરે;
દાળિયા વેચી દિવસ ગુજારૂં, તો જૈં ક્યાંથી આપુંરે. ૪૩
પાતર કે કોઇ પાઇ ન આપે, આંગણુ મારે આવીરે;
ફસાય નઇ કોઇ ફક્કડ ફાંદે, વીપતિએ સપડાવીરે. ૪૪
અનેક જાતોયે ત્યાં આવી, એવો દીધો જવાબરે;
પંચ તરફથી ખરચ કરોને, પછિ કરશું હીસાબરે. ૪૫
આવી સરવે ક્રિયા એકઠા, અરજી એક લખાવીરે;
સારા વકીલેં શુધ અંતરથી, લખી છે મનની ભાવીરે. ૪૬
ધરણીધરને ગોઠે એવા, સરસ શબ્દ ત્યાં મુકયારે;
કાને ધરીને સુણજો સરવે, જરી ન બાબત ચૂકયારે. ૪૭

ગાયન ૨

બેડો મારો બુડતાં તારો, અંબેઆઇ પાર ઉતારો. તર્જ.
વીઠલજી વારે ધાજો, બાળકની બાંહે સાજો;
ત્રિલોક સ્વામી અંતરયામી, ગામી ગુણ નરેશ.
મેઘરાજાએ મોકાણુ માંડી, દારિદ્ર કીધો દેશ;

કહો હવે કેમ ઉગરિયેં, ભુમી કઇમાં પગ ભરિયે. ૧
બારશેરનો બાજરો કીધો, શેર સવાનું ઘી;
વસ્ત્ર વિનાના વાલા દોહલા, દુખેં કાઢે દી.
ધિયે શી રિતેં ધરાશે, જોખમ જબરું શે જાશે. ૨
પાણી વીના પળવાર અમારા, પંડમાં ન રહે પ્રાણ;
દારણ દુ:ખ આ દેહેં દેખ્યાં, હરજી થાશે હાણ.
માથે આવિ આપદા મોટી, રળુ નહીં કટકો રોટી. ૩
ઢોર ઢાંખરો ચારા વિનાનાં, મરે પડી અથડાઈ;
પૂર્વ તણી કહેવત સાચી, ચ્યાર આને વેચાયે ગાઇ.
દઇયું નથી હાથ ધરાતું, અંતર અતિશે અકળાતું. ૪
ભુખ મરાથી ભામનિ ભટકે, ભુપર અપરંપાર;
દુષ્ટો લાજ લિએ દારાની, એળે કરે અવતાર.
અરે મુડિ અન્નને માટે, રામાથી રમતા રાતે. ૫
મહદ મુશ્યે મળતાં એવાં, બાળક બહુ અથડાય,
ટળવળતા મા બાપો મુકી, ચતુર ચાલ્યાં જાય.
શ્રીકમજી તાપ નિવારો, કુડો કળિકાળનો આરો. ૬
દયા ગઇ દિન જનો ઉપરથી, કરે ન કોઇ વિસવાસ,
હુડકારી હાંકે રાંકાને તોડતા તેની આસ;
હવે હરિ હામ તમારી, કુડિ કૂર કાળની સ્વારી. ૭
તવંગરોતો તનક થૈયા, કરતા હિંડે કલોલ;
આભડ છેટ લાગે અમારી, જો આડી ઉતરે ઓળ,
કહો અમે કેવા પ્રાણી, (શું) મળિ એને ઉંચ એધાણી. ૮
શિયાળો શત્રુ થઇ લાગ્યો, તાઢેં ધ્રુજાવે હાડ,
ઉનાળામાં આપદા મોટી, વિરામ દે મઇવાડ;

અરે જઇયે કેને ખોળે, બુડતો બધાને બોળે. ૯
હાડપિંજરસા હાડ સહુનાં, પેટ ગયાં પાતાળ;
ફિકરમાં ફાવરે અંગે. ફેલિને પાડી ફાળ,
જથા બંધ જનો મરાણા, દાણા વગર દમાણા. ૧૦
સ્વાનને સુજ્જન અન્નજ નાખે, રાંકો લુંટી ખાય;
એઠામાંથી ઓગઠ પિતા, લાખો જન લખાય,
સ્વામિ કુડો કોપ સમાવો, દયા દિલથી દરસાવો. ૧૧
એકના વાંકે અનેક આદમિ, સંકટમાં સપડાય;
લાંછન લાગે લક્ષ્મીવર હે, નિરમળ તારો ન્યાય,
વિભુ જુવો વાત વિચારી, ટાળો નહી ટેક તમારી. ૧૨
ધૈર્ય હવે શી રીતે ધરાય, માથે આવ્યુ મોત;
કાળ મહા વિમાળે આવી, પુરૂં પ્રકાસ્યું પોત,
ઓગણુ તેરે દિધો આંટો, છપ્પનનો પુર્યો પાટો. ૧૩
મહાજને મનમાં વિચારી, પુન્યની બાંધી પાજ;
ખિચડો ખાસો દિએ ખાવાને. ધારી દિલમાં દાઝ,
અપંગોને આશરો દિધો, લાખોણો લાવો લિધો, ૧૪
પશુઓને પાંજરા પોળે, લાવિ પુર્યાં પળમાંય;
ઝણુ બંદોબસ્ત તર્તજ કીધો, ઢોર હરાયાં ધાય.
છે સંખ્યા અગણિત એવી, ગણી કહી રીતે દેવી. ૧૫
નરપતિઓયે નાણાં કાઢી, નેરાનાં કીધાં કામ;
રેલ તળાવોના તાગ કઢાવી, પાળ્યાં પોતાનાં ગામ,
સંકટમાં સહાય કીધી, આશીશો અદકી લિધી. ૧૬
ન્યાની સરકાર સજાયત થૈને, હુકમ કર્યા હજાર;

લાડું કરઝને લક્ષમાં લીધો, આર્ય તણો ઉચ્ચાર,
પડો પજડાવ્યો પ્રીતે, મરે નહિ માનવી નીતે. ૧૭
આટલું કરતાં માનવિયોનો, મરો અતીશે થાય;
અલબેલા આધાર તમારો, કાળને કેમ પોંચાય,
સ્વામિ તમ થાય છે સારો, અરી મુખથી ઉગારો. ૧૮
દોશ શા દીઠા દેવ અમારા, આચર્યાં કુડાં કર્મ;
પુન્ય પુરવોનાં લય પામ્યાં, ધરણી તળ ધાયો ધર્મ,
અરજી આ એક અમારી, ધ્યાને હરી લેજો ધારી. ૧૯
સારા વકીલે શુદ્ધ ઠેકાણે, અરજિ લખી છે એક;
કાન ધરી લિઓ કથની સોની, તનમાં ધારી ટેક,
માધવજી મોહન મારા, વદો ઉચાર તમારા. ૨૦

## છંદ. દોહો.

સુણી અરજ સઉ જન તણી, વધા મુખે પરમેશ;
ઉત્તર આ અરજી તણો, શ્રવણ કરો તજિ કલેશ.

## છન્દ મનહર.

અરે માનવિઓ તમો, મનમાં વિચારો જરી,
હાથે વેરી હાણ પછી, પસતાવો શું કરો;
વદો નહીં સાચિ વાણ, અધ કરો થૈ અજાણ;
વણી કેરાં તાણાતાણ, થાય પછી ન મરો;
ધરાથી સુધર્મ ગયો, કુકર્મ પ્રવાહ વધો;

નરવર ન્યાયતણો, સુકાઈ ગયો ઝરો;
દાનત ન સાચી દયા, થઈ દિલમાંથી દુર;
કુડાં કૃત્ય કરો દોશ, દૈવ શાને ઉચરો;
કેશો વળી અમ માટે, પશુઓનો દોશ શો છે;
તેથી ચેતી ચાલવાને, ચોટાડયા છે ચાપડા;
એક નાવમાં અનેક, બેસી ઉદધીમાં ચાલ.
પાપી એકના પ્રતાપે, બુડે બધા બાપડા;
તેમ તમો કાજ પિડા, પામે પ્રાણી પ્રથવિના;
કણુ કેરે કાજ શિરા, યે દેહાઈ તાપડા;
નેરો નહી નદ વાપિ, કાં એમાં સુધારો કરો,
ઉદય છે એમાં છતા, રો પેરેલાં કાપડા.

## છન્દ, સવૈયો.

જો પ્રથવીપર પુન્ય હશે પળ, વારમાં સંકટ સઘ પળાશે;
સૌ જનમાં શુભ સંપ હશે સહુ, વિઘ્નનો અંત અચાનક થાશે.
ન્યાય હશે નૃપતીનો નરો સ્વચ્છ, તો જમ દૂતનિ આફત જાગે,
કાન ધરો કથનીજન ઓજન, સત્યથિ કાળનો કોપ સમાશે.

## છન્દ, ઝુલણા.

ગગનમાં ગર્જિ ગંભીરવાણી થઇ. કોપ કિરતારનો આવ્યો એવો;
ગર્જના ઘોરથી શોર બહુ થૈ રયો, ધારિઓ દુષ્ટને દંડ દેવો.
કાળ વિકાળ છપ્પન વિશે બાથમાં, લાવિઓ સાથમાં મોત મેવો;
પ્રાણિને પીડતો રાયને રીડતો, ચીડથી ચીરતો લક્ષ લેવો.

### છન્દ, દોહો.

આર્યજનો આરત થકી, વિનવે વિભુ દયાળ;
આપ વિના નવ આશરો, પતીતના પ્રતિપાળ.

### છન્દ, સવૈયે.

બાળ કહી બકવાદ કરે બહુ, માત તથાપિ કદા નજ ખીજે;
તેમ શિશુ સમ સૌ જન જાણિ, મહા દુઃખ માથેથિ વારિનીદીજે,
દોષ હશે નવ જાય ગણ્યા તોય, લક્ષમાં લક્ષમિ કંત ન લીજે;
ત્રાણુ મુખે લઈ શ્રશુ ધરે સહુ, કોપ ન કારિ રમાવર કીજે.

### છન્દ, મનહર.

કર્મ નીચ કારીઅમા, રઃઅપાર વાર પિતા;
નવિન નારિના મોહ, પાસમાં પચ્યા અતી;
ધર્મ કાજ ધાર્યા નહી, પર્મ પ્રભુ ગાયા નહી;
મમતા ન મારી ધારી, કુડિ કારમી મતી;
કામ ક્રોધ જીતી ભિતી, ટાળી નહી તન થકી;
રંગે રમી રાત્રી ધ્યાન, ધાર્યું ન ધરા પતી;
કાનમાં ન દિયો કર, વદી શકું ન ઉતર,
દોશ નવ જોશો અમ, કિરપ દયાવતી.

### છન્દ, લલિત.

અરજ રજમાં હાથરે મળી, કરજમાં અતી આવિયા વળી;
સરજ વાગિયા સુખદ સૂગયાં, ફરજમાં ફરી લાભ ન લયા;
ધરમ ધરણિમાં ન ધારિયો તને, કરમ-કારમાં ભુલિયા મને;

શરમનાં સજી ભરમમાં ભુલી, ન ધર્મ દેખિયા ડિલે ગયા ડુલી;
ભટકિ ભેખડે ભુંડિ બહુ ભમ્યા, દટકિ દધિ અતી દિન જનો દમ્યા;
લટકિ લુઠ રયા ન લાભ લેખિયા, વટ કરી વડાં કષ્ટ વેઠિયાં;
દમન દેહનું હાયરે થશે, ચમન કરતા જે તે સહુ જશે;
મથન પુન્યનુ માનવી કરો, કથન કાનનું ધ્યાનમાં ધરો.

છન્દ, દોહા.

નિરાસ સહુ નરવર બની, ધાયા નિજ નિજ ધામ;
કષ્ટ નષ્ટ વેઠે અતી, હારી મનની હામ.
પુરણ પાપ પરગટ થયાં, કોપ્યો કપરો કાળ;
સંવત ઓગણિશ છપ્પને, પાડી જબરી ફાળ.
અવિનાશી એક આશ તુજ, અવર ન જડે ઉપાય;
આર્ય તણું હિત હો સદા, મુહને મંગળ થાય.

છન્દ છપ્પય.

કવિ નવ કરજો ખેદ, વેદ નિરવેદ ન જાણું;
ભણ્યો ન ભાશા ભેદ, મેદનીમાં નવ માણું;
પઢ્યો ન પિંગળ પાઠ, ઠાઠ ઠાલો નવ રાખું.
જાણું અક્ષર આઠ, કૂર અભિમાન ન દાખું;
કથન કાન આધારજો, સત્ય વચન સુખકર અતી;
સમજે જ્ઞાની સર્વદા, મુર્ખ ન માને મમકુતી.

છન્દ, દોહા.

સમીપ સાગરની વસે, ભારતભુ ભરપુર;
અષ્ટ રિધ્ધ નવનિધ્ધ છે, દરિદ્ર રે તૂં દુર.

વણીક જાતી વેવલો, વસે કવીનો દાશ;
પેટ વેઠ કરતો અતી, મનમાં મોટી આશ.
ત્રીકમ તન શુભ ચાલથી, કહે સુણો સહુ કાન;
ઝોક નથી હું હાંકતો, ધારૂં હરીનું ધ્યાન;

મીર કવિ નાથ કૃત, છન્દ, દોહો.

પુરજન પુરણ પ્રેમ ધરિ, બાધો પુન્યનિ પાજ;
આજ ગ્રંથ અવલોકિને, કરો રૂડેરાં કાજ.



# જાહેર ખબર.

## દેશી સિગારેટ  દેશી સિગારેટ  દેશી સિગારેટ

અવશ્ય એક ફેરી વાપરી ખાત્રી કરો, પસંદ નહિં પડે તો પૈસા પાછા આપવામાં આવશે. નંગ ૫૦ ના સુંદર ભભકાદાર ડબ્બાની કિંમત ફક્ત સવા આનાજ છે, જો દેશીઓને મદદ કરશો તો દેશનો પૈસો દેશમાં રહેશે જો વિચારી જોશો તો પુર્વે ભાગથી પરદેશીઓ જ પૈસા કમાવામા ફાવે છે માણસો ગોરી ચાંમડી ને ગગડાટથી અંજાઈ પ્રદેશી માલ પ્રીતે વોરે છે એકનો નિર ઉધ્યમી દેશ તેમાં પ્રદેશમાં નાણું પહોંચતું કરવું એ કાળે કરિને કેવું વિપ્રિત પરિણામ આવશે? હજી પણ સજાગ્રત થવાનો સમય છે માટે હિંદના બેટાઓ હિમ્મત રૂપી હથિયાર હાથમાં ગ્રહી આપણા દેશી ઉદ્યોગ નો ઉદય કરો......તથાસ્તુ.

જી. કે. એન્ડ પી. બી. કંપની ભાવનગર.

હેરિસરોડ વરતેજ ગેઈટ.